# બેસતા વર્ષની



# ગમ્મત









( [illegible] ચાલીન )

બનાર અને પ્રસિદ્ધ કરનાર

## લેખક ભગવાનદાસ ભોગીલાલ ધ્રુવ


૬ જમાલપુર ચકલા—અમદાવાદ



સંવત ૧૯૭૪ આવૃત્તિ પહેલી સને ૧૯૧૮

આ ચોપડી લેખક ભગવાનદાસ ભોગીલાલ ધ્રુવે પોતાના

શ્રી ધ્રુવ પ્રિન્ટીંગ પ્રેસમાં છાપી.

મુલ્ય ૧ આનો

# બેસતા વર્ષની ગમ્મત !

દિવાળીની રાતે એટલે લક્ષ્મિ-પૂજનનો ઉત્સવ વીત્યા બાદ એક ગૃહસ્થ પૈસાદાર તો નહિં પણ પરાણે એક બાયડી અને એક છોકરાનો વસ્તારી ગમ્મતપ્રસાદ કંઈ કારણસર મધ્યનિશાએ ઉંઘમાંથી ઉઠ્યો, પરંતુ મહાપર્વના દિવસનાં થાકને ભુલી જઈ પથારીમાંથી બેઠો થઈ વિચારે છે, સાલુ કંઈ ગમતું નથી! તરતજ ચિરંજીવી મફતલાલ પડખે સાતવર્ષની ઉમ્મરના સુતેલા જાગ્યાં! ગૃહસ્થે નિશ્વાસ મુક્યો, હુત તારી! મારી તો ઇમારત તુટી ગઈ, મફતીયો કહે, એ બાપા! બેઅવાજી ટેટા! પેલા ફટાકા, ધનનન ભમ! ફુલઝણીઓ સુરસુરસુ-સુરરર...! કોઠી ફુર......! કાતરા સુર...સમ! બપોરીયા લા...લ ને લીલાલીલાલીલા! ગૃહસ્થ કહે, રહે રહે હવે બસ-ચુપ! આટલીપણી મોંઘવારીમાં લોકોના જીવન ઉથલપાથલ થઈ જાય છે અને તું વળી ક્યાં અત્યારે ભીખુકને ઘેર આ બધી શાહ્યબી બતાવે છે? છાનો રહે બેટા, ચુપ થા બેટા! મફતીયો કહે, નહિ બાપા! બેઅવાજી ટેટા! ગુસ્સાનો માર્યો ગૃહસ્થ-મહારાજ કુંવરને કેડે બેસાડી બે અવાજી ટેટા લેઈ ચડ્યો માળાના દાદરે! તો ઉપલા ભુવનમાં ગોટાળા નજરે જન! પતિવ્રતા પત્નિના ભરોસે જીંદગાનીની ગેમાની આજ વેરાઈ ગઈ, શું આ હું દેખું છું? મફતીયાને હેઠે ઉતાર્યો. તે બોલ્યો, બાપા-મા! મ્હારે અગાસીએ ચઢી બેઅવાજી ટેટા છોડવાં છે. અરે છોડ જગડો, એ મા ત્હારી કે મ્હારી? ક્રોધના આવેગે ગભરાયલો બાપે કંઈ લીધું ખાધું જોઈને દોડ્યો સ્ત્રી તરફ. તો ગૃહિણી ઘરનાર બિચારી અજાન શુદ્ધ કાચા સોનાની પુતળી સંસાર વહેવારના અતુલ ખટલાના બોજે દબાયેલી ફુરસદનો લાભ લેતી ન્હાઈ ધોઈ સ્નાન સંધ્યા કરી સેવા પુજા

પરવારી પતિ પૂજનની અભિલાષીણી સન્મુખ દર્પણ મેલી કુંતલ સમારી રહી છે! વાર્તાના નાયક ગમ્મતપ્રસાદે કૃષ્ણપરમાત્માની મુર્તિનાં પ્રાતઃમાં દર્શન, માથું ઓળતી મહિલાની સાથે દર્પણમાં એવાં ન્યારાં કર્યા કે સર્વસ્વ ભુલીને તરવાર બરછી ભાલો બંદુક કે ગુપ્તિ ક્યાંથી લાવે? પરંતુ બાપદાદાએ વસાવેલો એક જુનો દોઢ ફુટ લાંબા હાથાનો આગલા સારા અવસરે કોઈ લુહારનો ગીરવી રાખેલો દોઢશેરનો હથોડો શોધી લાવી માર્યો આયના ઉપર! છોકરો અવાજની સાથે નાઠો, કુળવધુ કામની જુદી બાઈ ચમક્યાં! ચાટલુ ફુટી ગયું, શ્રીકૃષ્ણ આજે સાહસ જોઇ હસ્યાં! ગુમવાણીનો ધ્વનિ–પ્રકાશ ગમ્મતપ્રસાદના હૃદયે થયો, ઠીક છે, આ બેસતા વર્ષની ગમ્મત!

મસ્ત પાડોશમાં સદાશંકરને ઘેર જઈ રોતા સ્હેરે ઉચ્ચારી રહ્યો, એ કાકા! ચાલો ચાલો મારા બાપા તો ગાંડા જેવાજ બની ગયા છે! સદાશંકર કહે, અલ્યા શું કહે છે? ખરેખર ગાંડાજ? પાડોશી સાધારણ સ્થિતિના આશરે એક હજારના માલીક છે પણ બાલબચ્ચામાં હસ્તે પોતે અને અર્ધાંગના વિજીયા મળીને આખા ઘરમાં બે મુર્તિનો પરિવાર છે. વિજીયા કહે, નાથ હેંડો તપાસીએ, મ્હેં જોયું નથી, મને દેખાડો, એ ગમ્મતપ્રસાદ ગાંડા બનીને શું કરે છે? હમણાજ એક ભારે અવાજ આવ્યો હતો.

સદાશંકર કહે, છોકરા બતાય! પધાર્યા ત્રણે અકસ્માતી ભુવનમાં, ગમ્મતપ્રસાદ! અત્યારે અર્ધ રજનીએ શાંત જગત છે, ચારે દિશામાં પ્રાણિઓ પોતપોતાના આત્મક વ્હેવારે મસ્ત બનેલા જ્ઞાન દ્રષ્ટિએ જણાય છે. વળી દિવાળીના આનંદી સમયે અમને ઇશ્વરે કાંઈ સંતતિ આપી નથી, નહિં તો અમે એવાં શોખીન જીવડા છીએ કે બાળકીનાં હાથમાં ફુલકણી આપી, છોકરાને હાથે ફટાકા ફોડાવીએ. બે શ્લોક

પછી નુતન વર્ષની શરૂઆત થશે. મહેરબાન! આ શું તમે ટેબળ મંડી બેઠા છે।? જુડીબાઇ કહે, બહ્યું બ્હેન! સર્વેશ્વરે અમને સંપુર્ણ સુખ! આ ચકરમ પતિનાં ઉત્પન્ન થતાં વિચારનું સંમેલન કરવાનું મારી પાસે કંઇ સાધન નથી! પરણીને પસ્તાઇએ તો સ્વયંવરની કે પતિવ્રતા ધર્મની શી જરૂર? આ હું પતિ સેવનની તૈયારીમાંજ હતી ને બલાજાણે ક્યાંથીએ કલંકી વાદળુ નમુનાદાર નાથના હૃદયાકાશપર ચઢીને આવ્યું! કે સાથે ગુસ્સાના તણાયા આવી હથોઠે ચાટલુ ફોડી, અને ડોળા કાઢી ડરાવતા પુછે છે, ક્યાં ગયો પરપુરૂષ? મ્હેં કહ્યું, સ્વામિ! આ અઘટીત વચન મને લાયક નથી! હું મારા ભર્તારને ભુલી અવરની સોબતે ગાડી ઘોડા ને મોટરે ચડી હવા ખાનારી દુરાચારી નથી, પરંતુ સંસાર ચક્કર અને જીવન ચક્કરનાં બે પેડા બનાવી ભકિત નાવમાં પુજ્ય પતિને સંગે બેશી કુદરતી માયા–જળપર તરનારી તરૂણી છું, અરે સત્ય અને નીતિમય વિચારોની શ્વાસ–દ્વારા આત્મિક હિતકર હવાનું પાન કરનારી આપને ઘેર પરણી છું! પુછ્યું, પરપુરૂષ કોણ? તો જવાબ દે છે, સદા– હું સમજી ગઇ, સદાશંકર! આપત બધી તમો આવ્યા એટલે ગાંડપણની સાથે ગઇ, ધરાઇ ગઇ. ગમ્મતપ્રસાદ કહે, ચાલો એ બધા વેરાઇ જાવ, ભયંકર ભુલની સાથે બેસતા વર્ષની ગમ્મત! આર્ય ધર્માનુસારે સતિ જુડી બાઇએ સ્વામિ પુજન કર્યું, બ્હારથી આવેલા બ્હાર ગયા, અને અંદર જુડીબાઇએ નિત્યકર્મ હાથમાં લીધું, મજતીયો કહે, ઓ બાપારે...બે અવાજી ટેટા! ગમ્મતપ્રસાદ કહે, અરે હા ચાલ બેટા!

થોડીકજ વારમાં ભૂપર ભાનૂ પ્રકાશી નુતન વર્ષ બેઠું. દરેક સજ્જન શુભકર્મમાં પ્રવર્તાવા લાગ્યાં, દુર્જન પોતાના મનને માનેલા અનીત કાર્યોમાં પ્રવાસી બન્યાં, મંદિરોમાં સત્સંગે સંત સાધુઓ સ્તવન

કરી સર્વેશ્વરને પ્રસન્ન કરવા મંડ્યા. નર નારી ગંગાસ્નાને ચાલ્યાં, એટલે પાડોશમાંથી નિકળ્યા અને સદાશંકર સરિતાપર પ્રયાણ કરી ગયા. ગમ્મતપ્રસાદ પણ પાણીમાં મગર તરે તેમ ઉમદા પ્રકારનું તરવાનું જ્ઞાન ધ્યાન ધરાવતા હતા. તે પણ તબીયતને છેડે વળગણીપર નાખેલા કપડામાંથી આછા અજવાળે ધોતીઓ નવી ફેશનનો ટુંકામાં સફેદ સાળુ ઉતાવળે લેઈ આવ્યાં બરાબર આરણાના મધ્ય ભાગમાં, તો સન્મુખ દીઠો ફતેહચંદ મારવાડી! ઉમ્મરમાં તો બન્ને સરખા હતા, પરંતુ તે એવા આકરા આંકડાનો માલીક હતો કે ગણી શકાય નહિં, નામ નેવાંજ ગુણ પારદર્શક હતાં, જ્યાં જાય ત્યાં ફતેહ! બીજા બધાને ફતેહચંદ ફતેહરૂપ ત્યારે ચંદ્રને રાહુ અવળો ફરી વળે તેમ ગમ્મતપ્રસાદને કર્મ-કક્ષાનાં લક્ષ્ય-બિન્દુથી આદવેર હતું કે બનેજ નહિં અને બને તો પરિણામે કાંઇ નવાજુની! જોતાંજ ગમ્મતપ્રસાદનું મ્હોડું હાથમાંથી છટકી ગએલા ઉંદરરૂપી શિકારના શોકથી બિલાડાનું બની જાય એમજ અને એવુંજ થઇ ગયું! ફતેહચંદ કહે, શું ભાઇસાહેબનું વર્ણન કરૂં? કર્યું મ્હેં રામ રામ! ત્યારે કહે છે, અત્યારે શું આવી પડ્યું છે કામ-કે પ્રાતઃસમયેજ રામ રામ? હું આ વખતે સંતોષી અને પાકો જાતિસ્વભાવે કંજુસ બની સમજી ગયો કે ખરેખર આને આજે હું નકામો થઈ પડ્યો, ચાલ જીવ સીધો ઘેર, પણ ઘેલીનો ખુદ પોતેજ ભુલી ગયો છે, પંચીયાને બદલે બાઇડીનો સાલ્લો લેઈ નદીએ જાય છે. ઠીક છે-ગમ્મતપ્રસાદ! આજે તો બેસતા વર્ષની ગમ્મત છે! મારવાડીએ ઘરની દિશા ઝાલી એટલે મહારાજ તરતજ ભુવનમાં મુખે બકબકતા દાખલ, હેત ત્હારૂં અબઘડી ભરાય પેટ અને તને ઝાડો થાશે મારવાડી! સ્હવારના પહોરમાં તું ક્યાંથી નજરે પડ્યો? અને આવ્યો ત્યારે કોઈ ભારે કામ લેઇને, ઉછળતુ અને ખખડતુ પાણીદાર નાળીએર

હદ કરી અને અત્યારે સત્ય કહો છો તેથી પાછી વધારે બેહદ કરી! રાતે રમત કરી અને અત્યારે બેસતા વર્ષની ગમ્મત કરી, જાઓ છો નદીએ? મહારાજ કહે, હા ભાઇ જરા સ્નાન કરવા. આગળ જતાં હેર કટીંગ સલુનના માલીક વલીભાઇ મળ્યા, ગમ્મમતપ્રસાદ! લ્યો. મહારાજે જાણ્યું કાંઇ દક્ષણા આપે છે, હાથ લાંબો કરતાની સાથેજ આ શી હાથ આવી ગઇ. વલીભાઇ કહે, કહું કે દોસ્ત? મહારાજ કહે, જોજે ફેર સમજતો, ત્હારો અને મ્હારો ધંધો એકજ છે! જ્યારે કંકુ કંકાવટી ને કુમકુમ લેઇ પધારૂં ત્યારે લેણ દેણનો હિસાબ અને સરવાળો ચુકાદે જણાઇ આવશે. વલીભાઇ કહે, એ તો બધું ઠીક! પણ મિત્ર આજે તો તેં ભારે ગમ્મત કરી. મહારાજ કહે, કેમ? વલીભાઇ વિચારે છે, મારો બેટો બાઇડીનો સાલ્લો પંચીયાને બદલે નદીએ બદલવા લેઇ જાય છે, છે પુરણ પાગલ! લાંબા ટુંકાની એ ગમ નથી. શું કરે એ વાંક નવા જમાનાનો! આ દાઢી, આ ચહેરો, મિત્ર! હજામતજ ભુલી ગયો! મહારાજ કહે, ત્યારે જા આ પણ ભેગુ ભુલી જા! કોથળી લાવ્યો હોય તો લે ત્રણ પૈસા ગુંજામાં છે, ચાલ બેસી જા! હજુ તો હું નાહ્યો એ નથી, વલીભાઇ કહે, ભાઇ આજે તો બેસતા વર્ષની ગમ્મત છે! તરવા પડો તો પાણી જોઇને પડજો, ફરીને અવાય કે ન અવાય, માટે આ લેતા જાઓ. મહારાજ વાંચે છે.

**મુબારક કાર્ડ!**



હાથે હાથ મળે આજ, નવલ વરસ મુબારક;
જે છે તમને મુબારક, એ સૌને મુબારક!

લી. વલીભાઇ!

અહોહો! ખુબ લાયો, અરે લેલે પાછો આવ્ય, હાથ તો મેળવ! સેકન્ડહેન્ડ કરીને વલીભાઈ બોલ્યો, મિત્ર! આથી તો મહોબ્બત જુની ગણાય એ નિર્વિવાદે તાજો જમાનો સાફ જણાવે છે, માટે- સુખા મહારાજ ત્રણે પૈસા આપી ચાલ્યા, ગયા ગયા રામદાસના આશ્રમમાં, સિતારામના મંદિરમાં! સંતો સર્વ મળી આસનપર સર્વોત્તમ ભાંગને ઉછાળી ઉછાળીને ગાળી રહ્યા છે. આવો ગમ્મતપ્રસાદ બેસો! મહારાજે તો માનની સાથેજ ઝટ આસનપર બિરાજી વ્હેંચાઇ તે વિજીયાનું એક કોરાણે બેશી પાન કર્યું. પછી શું પુછો છો? ગમ્મતપ્રસાદનું મગજ ચકડોળે ચડયું અને ચિત્ત ચાકની ફેશન બરાબર ચક્કર ચક્કર ફરવા લાગ્યું, મનમાં વિચારે છે તો સન્મુખ ફતેહચંદ મારવાડીનાં અગમ્ય દર્શન!



## જ્ઞાન સાહિત્ય અને સંગીત વિલાસ.

૩ પ્રકારમાંથી હરકોઇ એકેકજ પ્રકારના ગ્રાહકને નામ એક માસે પૃષ્ઠ ૩૨, વાર્ષિક રમુજી ભેટ સાથે પૃષ્ઠ ૫૦૦ નું આપનામ. આવશે. એક પ્રકારનું મુલ્ય રૂ ૧-૮-૦ ત્રણેના ૩ પ્રકારના રૂ ૩-૦-૦



**આ વાર્તાની શીલમન્ત્ર ૨૪ પાના બાકી છે તો તારીખ ત્રણ આનાની પોસ્ટની ટીકીટ મોકલી નામ નોંધાવો.**

**લખો—આ વાર્તાના લેખક-**

ભગવાનદાસ ભોગીલાલ શાહ ઠે. જમાલપુર—અમદાવાદ.